૨૨૬ (બસે છવીસ) પગથીઆં છે. ધૂળ પથ્થરનો એ બનાવી કાઢેલો ટેકરો છે. પગથીઆં સારાં છે. ઉપર ગયા પછી મોટું સ્મરણસ્તંભનું ચોરસ છે તેના ઉપર વાઘ ચિતર્યો છે. બાજુએ તારીખ લખી છે. '૧૮ મી જુન ૧૮૧૫' એમ મારા સ્મરણમાં છે. મેં કોઇ જગ્યાએ તે તારિખ લખી લીધી છે.

ઉપર બેસતાં આખા રણક્ષેત્રનું દૃશ્ય નજરે પડે છે. જે કુવામાં અનેક લડનારાને નાખી દીધા એનું નામ corpes' well કહેવાય છે. બાજુનું ઐતિહાસિક cathedral છે. ઉપર ફુરસદ હોય તો અરધો કલાક બેસી આ મહાસંહારક વિભૂતિઓ પર વિચાર કરવા જેવું છે. આવા દુનિયાના મહાસંહાર કરનાર શક્તિવાળા પુરૂષોનું સમાજવ્યવસ્થામાં શું સ્થાન હશે તેનો ખ્યાલ કરતાં અનેક જાતની લાગણીઓ થવાનો સંભવ છે.

નીચે આવી હોટેલનો ઇચ્છા પ્રમાણે લાભ લઇ અમે સ્પેશિયલ મોટર ત્યાંથી કરી. મોટર બહુ સારી મળી ગઇ.

**બ્રસેલ્સમાં** પૅલેસ ઓફ જસ્ટીસ, વોર મેમોરીયલ, મોટા ખરીદવાનો રસ્તો ( Shopping Locality ) વગેરે જોતાં ત્યાંના રાજાનો મહેલ બહારથી જોતાં અને આવડા મોટા શહેરની સ્વચ્છતા જોતા આગળ વધ્યા.

બ્રસેલ્સમાં મ્યુઝીઅમ અને બોટાનીકલ ગાર્ડન બહુ જોવા લાયક છે.

બ્રસેલ્સની વસ્તી નવથી દશ લાખની ગણાય છે અને તે બેલ્જીઅમની રાજધાની છે. બેલ્જીઅમમાં ફ્રાંકનું ચલણ છે પણ તેના ફ્રાંક ફ્રાંસના ફ્રાંકથી જૂદા. હાલમાં તેનો ભાવ પાઉંડના ૧૭૦–૭૫ લગભગ રહેતો હતો.



## 'સંસ્મરણ'માં આવેલાં શહેર, નદી, પર્વતો, સ્થાનો અને વિષયો વિગેરેની અક્ષરાનુક્રમે

## અનુક્રમણિકા.

